ISBN 81-237-1049-6
પ્રથમ આવૃત્તિ 1977 (*શક 1899*)
દ્વિતીય આવૃત્તિ 1994 (*શક 1916*)
પુનર્મુદ્રણ 1997 (*શક 1918*)

How India Won Her Freedom (*Gujarati*)
**રૂ. 10.50**
પ્રકાશક : નિયામક, નેશનલ બુક ટ્રસ્ટ, ઇન્ડિયા,
એ-5 ગ્રીન પાર્ક, નવી દિલ્હી-110 016



નહેરુ બાલ-પુસ્તકાલય





# ભારતે આઝાદી કેવી રીતે મેળવી


કૃષ્ણ ચૈતન્ય

ચિત્રો : જ્યોતિષ દત્ત ગુપ્ત

અનુવાદક : વર્ષા દાસ





નેશનલ બુક ટ્રસ્ટ, ઇન્ડિયા



15મી ઑગસ્ટ રજાનો દિવસ હોય છે.
શા માટે?
કારણ કે એ આપણો સ્વતંત્રતા દિવસ છે.
સ્વતંત્રતા દિવસ એટલું શું?

1947ની 15મી ઑગસ્ટે ભારત આઝાદ થયું હતું, એટલે દર વર્ષે આ દિવસે સ્વતંત્રતાનો ઉત્સવ ઉજવાય છે.

ભારતે બ્રિટનની આગળ પોતાની આઝાદી કઈ રીતે ખોઈ અને પાછી મેળવવા ભારતવાસીઓ કઈ રીતે લડતા રહ્યા, એની આ કહાણી છે.

પ્રાચીન કાળથી દુનિયાના જુદા જુદા ભાગોમાંથી લોકો વેપાર કરવા આપણા દેશમાં આવ્યા કરતા હતા. આપણા દેશમાં ઉત્પન્ન થતી કેટલીક ચીજોની પરદેશમાં બહુ માંગ હતી. આપણું રેશમ અને હસ્તકલાની વસ્તુઓ પ્રખ્યાત હતાં, ભારતમાં બનતું સુતરાઉ કાપડ પણ બધાને બહુ પસંદ હતું. ભારતમાં ઊગતાં મરી અને એલચી જેવા ગરમ મસાલાની તો યુરોપમાં બહુ માંગ હતી. શરૂઆતમાં તો ફિનીશિયન નામની એક જાતિના લોકો આ વસ્તુઓનો વેપાર કરતા હતા. તેઓ ઉત્તર આફ્રિકામાં ભૂમધ્ય સમુદ્રને કિનારે રહેતા હતા અને પ્રાચીન કાળમાં સૌથી ચતુર વેપારી ગણાતા હતા. પછી ગ્રીક, રોમન અને આરબ આ વેપાર કરતા રહ્યા.





પરંતુ લગભગ પાંચસો વર્ષ પહેલાં જ્યારે યુરોપના લોકો એમની મનપસંદ ચીજો મેળવવા નવા નવા ઉપાયો વિચારવા લાગ્યા ત્યારે આ બધું બદલાઈ ગયું. એમને થયું, 'અમે બળવાન છીએ. અમારી પાસે બંદૂકો છે. જો અમે આફ્રિકા અને એશિયાના દેશો જીતી લઈએ તો અમને જોઈતું બધું મળી જાય અને અમારે એની કંઈ કિંમત પણ ન ખરચવી પડે. ઉપરાંત મજૂરી કરવા માટે કરોડો લોકો પણ મળી જાય.'

આ ઇરાદાથી ભારત આવનારા સૌથી પહેલા હતા પોર્તુગીઝો. 1748- માં એમનું સૌથી પહેલું વહાણ કાલિકટ પહોંચ્યું. કાલિકટનો રાજા ઝમોરિન પહેલાં તો બહુ ખુશ થયો. એને થયું કે કોઈ નવા દેશના વેપારીઓ વેપાર કરવા આવ્યા છે અને વેપારથી બંને દેશના લોકોને લાભ થશે. પણ એને બદલે કમનસીબે કંઈ ઊંધું જ નીકળ્યું. પોર્તુગીઝો તો બધો વેપાર પોતાના હાથમાં લેવા માગતા હતા અને એમણે કહ્યું કે ભારતમાં માત્ર તેઓ જ વેપાર કરશે. જો બીજા દેશનાં વેપારી વહાણો આવશે તો એમને પકડીને ડુબાડી દેવામાં આવશે, એમના નાવિકો અને સોદાગરોને મારી નાખવામાં આવશે અને એમનો માલ ઝૂંટવી લેવામાં આવશે. આ રીતે ભારત અને આરબો વચ્ચે વર્ષોથી ચાલતો મૈત્રીભર્યો વેપાર બંધ થઈ ગયો. આ સમયે દક્ષિણ ભારતનો પશ્ચિમ કિનારો કેટલાંય નાનાં નાનાં રાજ્યોમાં વહેંચાઈ ગયો હતો. પોર્તુગીઝોએ આ રાજ્યોને અંદરોઅંદર લડાવ્યાં, પરંતુ જે રાજાઓ પોર્તુગીઝોની મદદથી લડાઈ જીતી ગયા એમને થોડા વખતમાં જ ખબર પડી ગઈ કે તેઓ પોર્તુગીઝોના ગુલામ બની ગયા હતા. એમના પર દબાણ લાવીને પોર્તુગીઝો મરી તથા બીજી વસ્તુઓ સસ્તે ભાવે ખરીદવા લાગ્યા.





યુરોપના બીજા દેશોએ જોયું કે પોર્તુગીઝો બહુ પૈસાદાર થતા જાય છે અને તે પણ ઘણી ઝડપથી, એટલે તેમને પણ ખોટે રસ્તે જઈને ધન કમાવાની ઈચ્છા થઈ. અને પછી ફ્રાન્સનાં વહાણો આવ્યાં અને છેલ્લે આવ્યા અંગ્રેજો. લાલચુ લોકોને તો એમના માલમાં કોઈ ભાગ પડાવે એ ન જ ગમે ને? પછી તો જે થવાનું હતું તે થયું. આ બધા પરદેશીઓ અંદરઅંદર લડવા લાગ્યા. દરેક એમ ઈચ્છતું હતું કે બધો વેપાર એના હાથમાં જ રહે. છેવટે જીત થઈ અંગ્રેજોની.

જે અંગ્રેજો ભારત આવ્યા હતા તેઓ ઈસ્ટ ઈન્ડિયા કંપની નામની એક વેપારી કંપનીના હતા. વેપારી લોકોએ તો સિપાઈઓ ન રાખવા જોઈએ અને વેપાર કરવા માટે યુદ્ધ પણ ન કરવું જોઈએ. પરંતુ ઈસ્ટ ઈન્ડિયા કંપનીને સુરત, મદ્રાસ, કલકત્તા અને મુંબઈ જેવી જગ્યાઓએ ગોદામ બનાવવાની અનુમતિ મળેલી. એ લોકોએ ગોદામની જગ્યાએ કિલ્લાઓ ચણી દીધા અને કિલ્લામાં રાખેલા સિપાઈઓની સંખ્યા દર વર્ષે વધતી ગઈ.





બંગાળના નવાબ સિરાજુદ્દૌલાએ કહેલું કે વેપારીઓ પાસે અને ખાસ કરીને પરદેશી વેપારીઓ પાસે કિલ્લા, સિપાઈ ને બંદૂકો ન હોવાં જોઈએ. એમની વાત બરાબર હતી.

એમણે કંપનીને હુકમ કર્યો કે એણે એના કલકત્તાના કિલ્લા પરથી બંદૂકો ઉતારી લેવી. કંપનીએ હુકમ ન માન્યો ને લડાઈ થઈ. 1757માં પ્લાસીની લડાઈમાં નવાબ સિરાજુદ્દૌલા હારી ગયા અને એમને મારી નાખ્યા. લડાઈ પહેલાં અંગ્રેજોએ નવાબના સેનાપતિને લાંચ આપીને ફોડયો હતો. એણે નવાબનો વિશ્વાસઘાત કર્યો. નવાબની હત્યા કર્યા પછી સેનાપતિને સિંહાસન પર બેસાડી દીધો. અંગ્રેજોને જે જોઈતું હતું તે મળી ગયું. એટલે થોડા વખત પછી એને ગાદી પરથી ખસેડીને એક બીજા માણસને નવાબ બનાવી દીધો. નવો નવાબ શરૂઆતમાં તો અંગ્રેજોની દરેક આજ્ઞાનું પાલન કરતો હતો, પરંતુ પછી એ લોકોની લાલચ અને એમના અપમાનજનક વર્તનથી એટલો નારાજ થઈ ગયો કે એણે દિલ્હીના બાદશાહની સાથે મળીને

અંગ્રેજો સામે લડવાનો નિશ્ચય કર્યો, પરંતુ અંગ્રેજો બહુ બળવાન હતા. નવાબ અને એમના સૈનિકો હારી ગયા. હવે તો અંગ્રેજોએ એવી માગણી કરી કે નાવબની સાથે તેઓ પણ બંગાળ પર રાજ્ય કરશે. બાદશાહને એમની વાત માનવી પડી. એમણે બંગાળની દીવાનગીરી અંગ્રેજોને આપી. અંગ્રેજ વેપારીઓ ભારતની જનતાના શાસક બની ગયા.

એ પછીનાં સો વર્ષોમાં તો કંપનીએ એક પછી એક પ્રદેશો પર પોતાનો કબજો જમાવવા માંડયો. એમણે દરેક વર્ગના લોકોને લૂંટયા અને ખેડૂતો પર ભારે કર નાખ્યા. જાતજાતના રસ્તા અપનાવીને એમણે પોતાનું ધન ખૂબ વધાર્યું. દાખલા તરીકે ગળીના છોડમાંથી જે ગળી મળે છે તે કપડાં રંગવાના કામમાં આવે છે. અંગ્રેજોએ હુકમ કર્યો કે એમના સિવાય ગળીનો વેપાર બીજું કોઈ કરી નહીં શકે. તેઓ ખેડૂતો પાસે બળજબરીથી ગળીની ખેતી કરાવતા. એ બિચારા ખાવા માટે ઘઉં અને ચોખા વાવવા ઈચ્છતા હતા. એ પછી ખેડૂતો પર બીજી એક બળજબરી કરવામાં આવતી કે તેઓ ગળી અંગ્રેજ વેપારીઓને જ વેચે અને એની કિંમત પણ અંગ્રેજો જ નક્કી કરે.

સુરતના સુતરાઉ કાપડના વણકરો અને બંગાળના રેશમના વણકરોને એમનો બધો માલ અંગ્રેજ વેપારીઓને જ વેચવો પડતો અને તે પણ ઈસ્ટ ઈન્ડિયા કંપની જે કિંમત નક્કી કરે એ જ કિંમતે વેચવાનો. આ કિંમતો





એટલી ઓછી હતી કે બિચારા ખેડૂતો અને વણકરો ક્યારેક વધુ કિંમતે માલ વેચવાની આશાએ પોતાનાં સુતરાઉ કાપડ, રેશમ કે ગળી બીજાને વેચવાની કોશિશ કરતા. પરંતુ એ લોકો જો આમ કરતાં પકડાઈ જાય તો એમને ચાબુકથી ખૂબ માર મારીને જેલમાં પૂરી દેવામાં આવતા. ક્યારેક તો એવું પણ થતું કે કોઈ ગામના લોકો પોતાનો માલ બીજાને વેચતાં પકડાઈ જાય તો બગીચાના અંગ્રેજ માલિકો આખાં ને આખાં ગામ બાળી નાખતાં. અંગ્રેજોની માલિકીનાં કારખાનાંઓમાં કામ કરતા મજૂરો પણ એટલા જ દુઃખી હતા.

દેશી રાજ્યોના શાસકો પણ નારાજ હતા, કારણ કે એમને પણ દરેક વસ્તુ માટે અંગ્રેજોની રજા લેવી પડતી. કંપનીના ગવર્નર-જનરલ લૉર્ડ ડેલહાઉસીએ એક એવો કાયદો કર્યો કે જે રાજ્યનો રાજા મૃત્યુ પામે એને જો પુત્ર ન હોય તો તે રાજ્ય બ્રિટિશ રાજ્યનો ભાગ બની જાય.

આ પ્રકારના અન્યાયી માર્ગો અપનાવીને અંગ્રેજો પોતાનું ધન અને સત્તા વધારતા ગયા. અંગ્રેજો જે રીતે પોતાના આ ધનનો ઉપયોગ કરતા હતા એનાથી તો ભારતવાસીઓનું જીવન વધુ મુશ્કેલ થઈ ગયું.

તમે લોકોએ કદાચ હાથસાળ જોઈ હશે. તમારામાંના કેટલાકે કદાચ કાપડની મિલો પણ જોઈ હશે. બીજું કંઈ નહીં તો આ બંનેનાં ચિત્રો તો તમે જોયાં જ હશે. હાથસાળની કિંમત તો બહુ હોતી નથી, પરંતુ એના પર કપડું બહુ થોડું વણી શકાય છે. કાપડની મિલમાં ઘણું બધું કપડું તૈયાર થઈ શકે છે, પણ એ મિલ બનાવવા માટે જે મશીનો જોઈએ એને ખરીદવા માટે ઘણા બધા પૈસા જોઈએ. ઇંગ્લંડમાં 1760 સુધી કાંતણ અને વણાટ નાની હાથસાળો પર થતું હતું. જેમ્સ વોટે શોધેલા વરાળયંત્ર પછી કારખાનાં અને મિલો બનાવવાનું શકય બન્યું. માણસ હાથે કરતો હતો એવાં ઘણાં કામો હવે યંત્રો દ્વારા થવા લાગ્યાં, પરંતુ યંત્રો બનાવવા માટે અને કારખાનાંઓ ઊભાં કરવા માટે બ્રિટનને ઘણું ધન જોઈતું હતું. આટલું બધું ધન અંગ્રેજો પાસે નહોતું અને એમની સરકારો પાસે પણ નહોતું, પરંતુ ભારતમાં લૂંટેલું ધન ઇંગ્લંડ જવા લાગ્યું અને સાથે મોટી મોટી મિલો ઊભી થવા માંડી.

તમે લોકોને કયારેય ઔદ્યોગિક ક્રાંતિની વાતો કરતા સાંભળ્યા છે? એનો અર્થ એ થાય કે ઘરે બેસીને હાથસાળ અથવા બીજાં સાદાં સાધનો દ્વારા વસ્તુઓ બનાવવાને બદલે મોટાં કારખાનાંઓમાં મોટાં યંત્રો દ્વારા વસ્તુઓ બનાવવી. બ્રિટનની કાપડની મિલોમાં જે કપડું તૈયાર થતું હતું એ ત્યાંના લોકો વાપરતા હતા. એ પછી પણ ઘણું કપડું બાકી રહેતું હતું. અંગ્રેજો એ કપડું ભારત લાવીને અહીંના લોકોને વેચવા લાગ્યા. આ કામમાં અંગ્રેજ વેપારીઓને દરેક પ્રકારની મદદ મળવા લાગી. ભારતીય વણકરો પોતાની હાથસાળો પર ખૂબ ઝીણું કપડું વણતા હતા અને એમાંનું ઘણુંખરું પરદેશ મોકલવામાં આવતું હતું, ઇંગ્લંડમાં પણ. અંગ્રેજોને આ પસંદ ન પડયું, કારણ કે ભારતીય કાપડ ખરીદનારાઓને બ્રિટિશ કાપડ ખરીદવાની જરૂર રહેતી નહીં અને એ માટે પૈસા પણ બચતા નહીં. એટલે એ લોકોએ એવો હુકમ બહાર પાડયો કે કોઈ પણ ભારતવાસી જો દેશની બહાર કાપડ મોકલવા ઇચ્છે તો એણે સરકારની રજા મેળવવા ઘણા પૈસા આપવા પડશે. આ એક જાતનો કર હતો, એને નિકાસકર કહેવામાં આવ્યો. અંગ્રેજો ઇચ્છતા હતા કે આપણે માત્ર કપાસ અને કાચું રેશમ ઉત્પન્ન કરીએ. આને તેઓ ખૂબ જ સસ્તે ભાવે ખરીદીને ઇંગ્લંડ મોકલી દેતા હતા. ત્યાંની મિલોમાં આમાંથી કાપડ બનતું અને એ કાપડ ભારત લાવીને મોંઘે ભાવે વેચવામાં આવતું. એટલે જ અંગ્રેજો ભારતીય

ઉદ્યોગપતિ ભારતમાં કાપડની મિલ ખોલી, ભારતીય જનતા માટે કાપડ બનાવે, એ વાત પસંદ નહોતા કરતા. આ રીતે રાજા-મહારાજા, ખેડૂતો, મજૂરો ને વણકરોની સાથે ભારતના ઉદ્યોગપતિઓને પણ લાગવા માંડયું કે અંગ્રેજો એમને દબાવી રહ્યા છે.

પ્લાસીના યુદ્ધ પછી બરાબર સો વર્ષે, 1857માં અંગ્રેજો સામે પહેલો બળવો થયો. કંપનીના લશ્કરમાં જે સિપાઈઓ હતા તેમને બહુ ઓછો પગાર મળતો હતો. અધિકારી બનવાની તો એમને આશા જ નહોતી, ઉપરાંત અંગ્રેજો તેમની સાથે ઘણું ખરાબ વર્તન કરતા હતા. મેરઠમાં સિપાઈઓ એકદમ અંગ્રેજોની વિરુદ્ધ થઈ ગયા.



અને આ રીતે બળવાની શરૂઆત થઈ. પછી તો તે દૂર દૂર સુધી ફેલાઈ ગયો. ઉત્તર ભારતમાં પંજાબથી માંડીને દક્ષિણ ભારતમાં નર્મદા નદી સુધી, પૂર્વમાં બિહારથી માંડીને પશ્ચિમમાં રજપૂતાના સુધી. બધા વર્ગના લોકો ભારતીય બળવામાં સિપાઈઓની સાથે ભળી ગયા. બળવાના નેતાઓ પણ બધા વર્ગો અને જાતિઓના હતા. એમણે મોગલ



વંશના છેલ્લા ઉત્તરાધિકારી બહાદુરશાહને પોતાના બાદશાહ માની લીધા. આ નેતાઓમાં નાનાસાહેબ હતા, એમણે કાનપુરમાં બળવાનું નેતૃત્વ સંભાળેલું; તાત્યા ટોપે બે વર્ષ સુધી સંતાઈ-છુપાઈને ઘણી કુશળતા અને બહાદુરી સાથે લડતા રહ્યા; બિહારના એંશી વર્ષના કુંવરસિંહ; અલ્લાહાબાદના શાળાના શિક્ષક લિયાકત અલી અને ફૈઝાબાદના મોલવી અહમદુલ્લા શાહે બળવામાં ભાગ લીધેલો અને જનતાની નેતાગીરી સંભાળેલી. નેતાઓમાં સ્રીઓ પણ હતી. રાણી લક્ષ્મીબાઈ છેલ્લા શ્વાસ સુધી લડેલી, પણ અંગ્રેજોને શરણે નહોતી ગઈ. લખનૌને અંગ્રેજોથી બચાવવા માટે અવધની બેગમ હજરત મહલ સિપાઈઓનો ઉત્સાહ વધારવા જાતે જ રણમેદાનમાં પહોંચી ગયેલી.

આ બળવાને ઘણી જ નિર્દયતાથી દબાવી દેવામાં આવ્યો. બહાદુરશાહને તો દેશનિકાલ કરીને બર્મામાં કેદ કરીને રાખ્યા અને એમના દીકરાઓને ગોળી ચલાવીને મારી નાખ્યા. સેંકડો લોકોને તોપના મોઢા આગળ બાંધીને તોપ ચલાવી ઉડાડી મૂકયા. હજારોને ફાંસીએ ચડાવી દીધા. કેટલાંય ગામડાં બાળી નાખ્યાં. પરંતુ આ બળવાથી અંગ્રેજોને પણ મોટો આંચકો લાગ્યો. એમણે નક્કી કર્યું કે ભારતનું શાસન વેપારીઓના હાથમાં ન રહેવા દેવું જોઈએ. બ્રિટિશ સરકારે શાસન પોતાના હાથમાં લઈ લીધું. બ્રિટિશ રાજા અથવા રાણીના પ્રતિનિધિ વાઈસરૉયો દ્વારા રાજ્યનું કામ ચાલતું હતું. પરંતુ ઈસ્ટ ઈન્ડિયા કંપનીના હાથમાંથી બ્રિટિશ સરકારે શાસનની લગામ લઈ લીધી હોવા છતાં સ્થિતિ સુધરી નહીં. વેપારીઓની કંપનીને બદલે હવે બ્રિટિશ સરકારે નીમેલા અધિકારીઓ હકૂમત ચલાવવા લાગ્યા.



જે ચીજ જોઈતી હોય તે મેળવવામાં આ લોકો વધુ કુશળ હતા અને પોતાના તથા પોતાના દેશના લાભને ધ્યાનમાં રાખીને જ રાજ્ય કરતા હતા. તેઓ પોતાને શ્રેષ્ઠ માનતા હતા અને ભારતીયોને હલકી નજરે જોતા હતા. ભારતવાસીઓના મનમાં એવો વિચાર પણ આવી જાય કે તેઓ પોતાના દેશનું રાજ્ય જાતે ચલાવી શકે તેમ છે, એ તો અંગ્રેજો બિલકુલ નહોતા ઇચ્છતા. આવા વિચારોને દબાવી દેવા માટે તેઓ ચાલાકી અને નિર્દયતાથી કામ લેતા હતા. તેઓ હિન્દુસ્તાનીઓને જેટલા વધુ દબાવવાની કોશિશ કરતા હતા તેટલી જ આઝાદ થવાની ઇચ્છા વધુ પ્રબળ થતી જતી હતી. આઝાદી માટેની આ ઇચ્છા તો બધાને હતી, પરંતુ એ મેળવવા માટે તેમણે જુદા જુદા માર્ગો અપનાવ્યા હતા.

રાજા રામમોહન રાય જેવા સુધારકો માનતા હતા કે જો આપણને આઝાદી જોઈતી હોય તો આપણે એને યોગ્ય છીએ એવું આપણે બતાવી આપવું જોઈએ. ભારતવાસીઓ એમના ખરાબ રીતરિવાજો તથા ખરાબ ટેવો છોડી દે એમ તેઓ ઇચ્છતા હતા. એ કહેતા કે દરેકને શિક્ષણ મળવું જોઈએ, ખાસ કરીને સ્ત્રીઓને. વિવેકાનંદના વિચારો પણ આવા જ હતા. તેઓ કહેતા હતા કે ભારતવાસીઓએ પોતાના ભાઈઓ સાથે ખરાબ રીતે વર્તીને પાપ કર્યું છે. ભારતના લોકો માનતા હતા કે તેઓ ઘણા જ ધાર્મિક વૃત્તિવાળા છે. પરંતુ વિવેકાનંદ કહેતા હતા કે હિંમત અને શક્તિ વિના કોઈ ધાર્મિક ન બની શકે.





લેખકોએ નાટકો, નવલકથાઓ, કવિતાઓ અને ગીતો દ્વારા અંગ્રેજોના અત્યાચારોનો વિરોધ શરૂ કર્યો. 1860માં દીનબંધુ મિત્રે બંગાળીમાં 'નીલદર્પણ' નામનું નાટક પ્રગટ કર્યું. આનાથી અંગ્રેજો ખૂબ જ ક્રોધે ભરાયા, કારણ કે એમાં અંગ્રેજો કેવી નિર્દયતાથી ખેડૂતો પર ગળીની ખેતી કરવા તથા સસ્તે ભાવે વેચવા બળજબરી કરે છે એ બતાવવામાં આવ્યું હતું.

આપણું પ્રિય ગીત 'વંદે માતરમ્' બંકિમચંદ્ર ચેટરજીએ લખેલી 'આનંદમઠ' નવલકથામાંથી લેવામાં આવ્યું છે. ટાગોરે લખેલું 'જનગણમન' ગીત આપણું રાષ્ટ્રગીત બન્યું છે. આ ગીત ભારતની જનતાની એકતાની પ્રશંસા કરે છે. એ જ રીતે તામિલનાડુમાં સુબ્રહ્મણ્ય ભારતીએ તામિલ ભાષામાં રાષ્ટ્રીય ભાવનાઓથી ભરેલાં ગીતો લખ્યાં અને લોકોને પ્રેરણા આપી.

વર્તમાનપત્રોએ, ખાસ કરીને ભારતીય ભાષાનાં વર્તમાનપત્રોએ અંગ્રેજોની દમનનીતિની વિરુદ્ધ જોરશોરથી લખવાનું શરૂ કરી દીધું. એનું

પરિણામ એ આવ્યું કે 1874માં બ્રિટિશ સરકારે નવો હુકમ બહાર પાડયો કે ભારતીય ભાષામાં એક પણ વર્તમાનપત્ર ન છપાવું જોઈએ. આ હુકમ થોડાં વર્ષો પછી નાબૂદ કરવામાં આવ્યો, પરંતુ કોઈ પણ વર્તમાનપત્રમાં અંગ્રેજોને પસંદ ન હોય એવું કંઈ છપાઈ જાય તો એના તંત્રીને ભારે સજા કરવામાં આવતી. સુરેન્દ્રનાથ બેનરજીએ એમના વર્તમાનપત્રમાં કોઈ બ્રિટિશ જજના નિર્ણયની વિરુદ્ધ લેખ લખેલો એટલે એમને જેલમાં પૂરી દીધેલા.

આ રીતે સમય જેમ જેમ વીતતો ગયો તેમ જુદા જુદા લોકોએ સ્વતંત્રતાના આંદોલનને વધુ મજબૂત બનાવવા જુદા જુદા માર્ગો અપનાવ્યા. પરંતુ આ બધા લોકોમાં એકતા આવી રાજકીય આંદોલનને કારણે, અને રાજકીય આંદોલન શરૂ થયું 1885માં ઈન્ડિયન નેશનલ કોંગ્રેસના જન્મની સાથે. એની પહેલી સભા મુંબઈમાં ભરાઈ. ભારતના બધા ભાગોમાંથી નેતાઓ આવ્યા હતા. કોંગ્રેસના સભ્યોમાં હિંદુઓ ઉપરાંત સયાની અને તૈયબજી જેવા મુસ્લિમો હતા, દાદાભાઈ નવરોજી અને ફિરોઝશાહ મહેતા જેવા પારસીઓ પણ હતા. આંદોલને જોર પકડવા માંડયું અને એ સાથે ગોપાલકૃષ્ણ ગોખલે અને સુરેન્દ્રનાથ બેનરજી જેવા બીજા લોકો પણ એમાં જોડાયા. ભારતવાસીઓને શિક્ષિત કરવા એમણે ખૂબ મહેનત કરી. શરૂઆતમાં, 1905 સુધી, કોંગ્રેસે અંગ્રેજોને ખુલ્લી રીતે નહોતા પડકાર્યા. એમણે અંગ્રેજોને માત્ર એટલું જ સમજાવવાનો પ્રયત્ન કર્યો કે એમના શાસનથી ભારતના લોકો કેટલા દુઃખી છે. એમણે કેટલાક સુધારાની માગણી કરી. આને લીધે કેટલાક લોકોને એમ લાગ્યું કે કોંગ્રેસના નેતાઓ નબળા છે. પરંતુ એ સાચું નહોતું. કોંગ્રેસના નેતાઓ ખરેખર એમ માનતા હતા કે અંગ્રેજોને સમજાવવાથી તેઓ બદલાશે. એમણે હિંમતપૂર્વક અંગ્રેજોને તેમની ભૂલો બતાવી. કોંગ્રેસની પહેલી સભામાં જ ઘણા નેતાઓ વર્તમાનપત્રના દમનની વિરુદ્ધ બોલ્યા. બીજા કેટલાક લોકો એટલા માટે નારાજ હતા કે લાખો લોકોના પ્રાણ લેનારા અને હમેશાં પડનારા દુષ્કાળ અંગે સરકારે કંઈ જ પગલાં લીધાં નહોતાં. એમનું કહેવું એમ હતું કે પોલીસો પર ઓછા પૈસા ખરચવા જોઈએ અને સ્કૂલો તથા ઈસ્પિતાલો પર વધુ ખરચવા જોઈએ. એમણે એમ પણ કહ્યું કે નગરપાલિકાના સભ્યો સરકારે ન નીમવા જોઈએ, પરંતુ લોકોએ ચૂંટવા જોઈએ. ભારતની જનતા પાસેથી કર રૂપે જે ધન ભેગું કરવામાં આવે છે તે કઈ રીતે વપરાય તેની તપાસ સરકારે નહીં, પણ બીજા કોઈએ કરવી જોઈએ એવી માગણી તેમણે કરી. બ્રિટિશ સરકાર દેશનું ધન અને પેદાશ લૂંટી પોતાનું ઘર ભરે છે એટલે જ ભારત ગરીબ છે, એ સિદ્ધ કરવામાં દાદાભાઈ નવરોજીએ

પોતાનું આખું જીવન ખર્ચી નાખ્યું. એમનાં ભાષણો અને લેખો દ્વારા માત્ર ભારતના જ નહીં, ઇંગ્લંડના લોકોને પણ ખબર પડી કે બ્રિટન ભારતને કઈ રીતે લૂંટી રહ્યું છે.

1905 પછી આઝાદી કઈ રીતે મળી શકે એ બાબત પર કાંગ્રેસના નેતાઓમાં મતભેદ શરૂ થઈ ગયો. બાલગંગાધર ટિળક, બિપિનચંદ્ર પાલ અને લાલા લજપતરાય માનતા હતા કે બ્રિટિશ લોકો દલીલ નહીં સાંભળે, એટલે વધુ કડક હાથે કામ લેવું જોઈએ. 1889માં જ ટિળકે આ વિચારોને આધારે પોતાના મરાઠી વર્તમાનપત્ર 'કેસરી'માં લખવાનું શરૂ કરી દીધું.

1897માં બ્રિટિશ સરકારે 18 મહિના માટે એમને જેલમાં પૂરી દીધા, કારણ કે એમણે ખેડૂતોને શીખવી દીધેલું કે પાક બગડી જાય તો સરકારને જમીનવેરો ન આપવો. એમણે કહ્યું કે 'સ્વરાજ્ય મારો જન્મસિદ્ધ હક છે.' આનાથી નરમ નીતિ અપનાવનારા નેતાઓ કહેતા હતા કે સરકારનાં કામોમાં આપણને થોડું કહેવાનો કે સાંભળવાનો હક મળે તોયે એનો સંતોષ છે. આ શતાબ્દીની શરૂઆત સુધીમાં તો સ્વાતંત્ર્ય-આંદોલનને જોર પકડયું હતું. અને મોટા ભાગના શિક્ષિત લોકો ખાતરીપૂર્વક માનતા હતા કે બ્રિટિશ રાજ્યથી ભારતને અને ભારતીય જનતાને કંઈ લાભ નથી થવાનો.

એ જ વખતે લૉર્ડ કર્ઝન ભારતના વાઈસરોય બનીને આવ્યા. એ ખૂબ જ ઘમંડી અને અહંકારી હતા. બીજા લોકોની જેમ ભારતના લોકો પણ પોતાના દેશ પર પોતે જ રાજ્ય કરવાને યોગ્ય છે, એ વાત વાઈસરોયને બિલકુલ સમજાતી નહોતી. એમણે ઈન્ડિયન નેશનલ કાંગ્રેસને સંપૂર્ણપણે દબાવી દેવાના ખૂબ પ્રયત્નો કર્યા. બંગાળમાં હિંદુઓ અને મુસલમાનો વચ્ચે ફૂટ પાડવાની પણ એમણે કોશિશ કરી. એક જ પ્રાંતમાં તેઓ એકસાથે રહે એમ લૉર્ડ કર્ઝન નહોતા ઇચ્છતા. બંગાળના આ ભાગલા બંગભંગને નામે ઓળખાયા. સરકારના આ પગલા સામે માત્ર બંગાળના જ નહીં, આખા દેશના લોકોએ વિરોધ ઉઠાવ્યો અને સરકારને ચોખ્ખું કહી દીધું કે બંગભંગ નહીં થવા દઈએ. સરકારને તો એમ કે લોકોમાં ભાગલા પાડીને તેમને નબળા કરી નાખીએ. પણ ઊલટાનું આમ કરવાથી તેમની એકતા વધી અને તેઓ વધુ મજબૂત બની ગયા. આ આંદોલનના મુખ્ય નેતા હતા લોકમાન્ય ટિળક, અરવિંદ ઘોષ, બિપિનચંદ્ર પાલ, લાલા લજપતરાય અને અશ્વિનીકુમાર દત્ત. લાલા લજપતરાય અને બિપિનચંદ્ર પાલે તો કહ્યું કે ક્રાંતિ થવી જોઈએ. એમણે લોકોને કહ્યું કે બળવો કરો અને સરકારની ગાદી ઉથલાવી નાખો. 1907માં અંગ્રેજોએ ટિળકની ધરપકડ કરી અને એમનો દેશનિકાલ કરી એમને બર્માના માંડલેમાં મોકલી દીધા. જનતાનો વિરોધ હોવા છતાં બંગાળના ભાગલા પડયા. બળવો

ન થયો. ક્યાંક થોડોક વિરોધ થયો, પરંતુ સરકારે પોતાનું બધું બળ વાપરીને એને દબાવી દીધો. જોકે વાત આટલેથી અટકી નહીં. ચાર વર્ષ પછી બંગભંગ રદ કરી નાખ્યો. બંગાળ ફરીથી એક થઈ ગયું.

હિંસાનો જવાબ હિંસાથી જ આપી શકાય છે એની ઘણા લોકોને ખાતરી થઈ ગઈ, એમાં આશ્ચર્ય પામવા જેવું નથી. કેટલાક લોકો ક્રાંતિકારી બની ગયા. અને કેટલાક નિર્દય અંગ્રેજ અધિકારીઓને પરલોક પહોંચાડી દીધા.

પંદર વર્ષના ખુદીરામ બોઝે 1908માં એક અંગ્રેજ અધિકારીની હત્યા કરવાનો પ્રયત્ન કર્યો હતો અને એને ફાંસીની સજા મળી. કેટલાક ક્રાંતિકારીઓ છૂપી રીતે બોમ્બ અને બીજાં હથિયારો બનાવવા લાગ્યા. આવી એક ટુકડી કલકત્તાના માનિકતાલા મહોલ્લામાં પકડાઈ ગઈ. એમના પર કેસ ચાલ્યો.

આ ક્રાંતિકારી આંદોલન બહુ વ્યાપક કે મજબૂત તો નહોતું, છતાં ઘણાં વર્ષો સુધી ચાલ્યું. ક્રાંતિકારીઓની સંખ્યા ઓછી હતી, છતાં તેઓ ખૂબ બહાદુર હતા. લોકો તેમના આંદોલનમાં ભલે ન જોડાયા, પણ તેમની હિંમત અને ત્યાગની ખૂબ પ્રશંસા કરતા હતા. ભગતસિંહનું નામ તો તમે સાંભળ્યું હશે. એમણે અને એમના સુખદેવ તથા રાજગુરુ નામના સાથીઓએ બહાદુરીથી કરેલાં કામોએ પંજાબના લોકોને પ્રેરણા આપી. એમની ધરપકડ કરવામાં આવી અને એમને ફાંસીએ ચડાવી દીધા.

કેટલાક ક્રાંતિકારીઓએ પરદેશ જઈ ત્યાં ભારતની સ્વતંત્રતાના આંદોલન માટે કામ શરૂ કર્યું. એમણે અમેરિકા અને યુરોપના લોકોને ભારતમાં ચાલતા બ્રિટિશ રાજ્યનાં કાળાં કરતૂતો વિશે જણાવ્યું. આ એક બહુ મોટું કામ હતું. ભારતને સ્વતંત્ર કરવા માટે એમણે એ દેશોના લોકોની મદદ મેળવવાના પ્રયત્નો કર્યા. આ લોકોમાં એક હતાં શ્રીમતી કામા. તેઓ 1909થી જીનીવાથી ‘વંદે માતરમ્’ નામની એક પત્રિકા બહાર પાડતાં હતાં. બીરેન્દ્રનાથ ચટ્ટોપાધ્યાયે બ્રિટનમાં ભારતીય સ્વતંત્રતા કમિટીની સ્થાપના કરી. રાજા મહેન્દ્ર પ્રતાપ, મૌલાના બરકત્તુલ્લા અને મૌલાના ઓબેદુલ્લાએ કાબુલ જઈને ત્યાં તાત્કાલિક ભારતીય સરકારની સ્થાપના કરવાનો પ્રયત્ન કર્યો.

અમેરિકામાં જે પંજાબી લોકો રહેતા હતા તેમણે ગદર (બળવો) પાર્ટી બનાવી અને ત્યાંથી જ ભારતના ક્રાંતિકારી આંદોલનને મદદ કરવાની કોશિશ કરવા લાગ્યા. સાવરકર અને જતીન મુખરજી જેવા લોકો ભારતીય ક્રાંતિકારીઓ માટે પરદેશથી બંદૂકો અને પિસ્તોલો મોકલવાની કોશિશ કરવા લાગ્યા. આ બધું પહેલા વિશ્વયુદ્ધ (1914-18) વખતે થયું. બીજા વિશ્વયુદ્ધ (1939-45) વખતે નેતાજી સુભાષચંદ્ર બોઝ જેલમાં હતા,

પણ 1941માં નાસી ગયા. તેઓ પહેલાં જર્મની ગયા. પછી જાપાન. ભારતીય સૈનિકોને યુદ્ધમાં લડવા બર્મા, મલાયા અને સિંગાપુર મોકલવામાં આવ્યા. જાપાને જ્યારે આ દેશોને જીતી લીધા ત્યારે નેતાજીએ જાપાનીઓ દ્વારા પકડાયેલા તથા અંગ્રેજો દ્વારા છોડી મુકાયેલા હિંદી સૈનિકોને ભેગા કર્યા અને એક સેના બનાવી. એમને આશા હતી કે આ સેનાની મદદથી તેઓ ભારતને આઝાદ કરી શકશે. પરંતુ યુદ્ધ અચાનક બંધ થઈ ગયું અને નેતાજીનું મૃત્યુ થઈ ગયું, પરિણામે યોજના પડી ભાંગી.

હા, તો હવે આપણી વાત કહું. બંગભંગ પછી અંગ્રેજો માટે પરિસ્થિતિ મુશ્કેલ બની ગઈ. તેઓ સમજી ગયા કે માત્ર બળજબરીથી રાજ્ય નહીં કરી શકાય. જનતાના અસંતોષ અને ક્રોધ વધતાં જતાં હતાં. એટલે અંગ્રેજોને થયું કે જનતાને થોડીક આઝાદી આપવી જોઈએ. એમણે થોડાક સુધારા પણ કર્યા.

એ દિવસોમાં જોન મોર્લે ઇંગ્લંડની બ્રિટિશ સરકારમાં સેક્રેટરી ઑફ સ્ટેટ ફૉર ઈન્ડિયા (ભારતીય બાબતોના સચિવ) હતા. ભારતમાં વાઇસરોય હતા મિન્ટો. એટલે સુધારાઓને મોર્લે-મિન્ટો રીફૉર્મ્સ કહેવામાં આવે છે. જોકે એ તલમાં બહુ તેલ નહોતું. પ્રાંતીય કાઉન્સિલોમાં ભારતીયોને વધુ સંખ્યામાં લેવામાં આવ્યા, છતાં લોકો દ્વારા ચૂંટાયેલા સભ્યોની સંખ્યા બહુ ઓછી હતી. કેટલીયે બાબતો વિશે બોલવાનો તેમને અધિકાર નહોતો અને સરકાર મન ફાવે તેમ કરતી હતી. સૌથી ખરાબ વાત તો એ હતી કે આ સુધારાઓએ હિંદુ-મુસલમાનોમાં દ્વેષનાં બી વાવી દીધાં. કેન્દ્રીય એસેમ્બ્લીમાં મુસલમાનો માટે કેટલીક બેઠકો અનામત રાખવામાં આવી અને એને માટે મત આપવાનો અધિકાર પણ માત્ર મુસલમાનોને જ હતો. અંગ્રેજ ભારતવાસીઓમાં ફાટફૂટ પડાવવા માગતા હતા અને એટલે જ તેમણે આમ કરેલું. એકતા લોકોને મજબૂત બનાવી દે છે અને ફાટફૂટથી લોકો નબળા પડી જાય છે. નબળા લોકો પર રાજ્ય ચલાવવું સહેલું છે. જે સુધારાઓના પ્રસ્તાવ મુકાયા તે એટલા અસંતોષજનક હતા કે દરેક વ્યક્તિને હવે લાગવા માંડયું કે નરમ જૂથવાળા બ્રિટિશ સરકારને નિષ્કપટ માનતા હતા, પણ એ ભૂલ હતી. બ્રિટિશ સરકારના વિરોધીઓની સંખ્યા વધવા લાગી. 1914-માં યુરોપમાં લડાઈ ફાટી નીકળી. અંગ્રેજોએ આને વધુ કઠોરતાથી શાસન કરવાનું નિમિત્ત બનાવી દીધું. એમણે કહ્યું કે યુદ્ધમાં રાષ્ટ્રની સુરક્ષા જનતાની આઝાદી કરતાં વધુ મહત્ત્વની છે. જો શત્રુ જીતી જશે તો બધાની આઝાદી નાશ પામશે.

એક ભારતીય વકીલાત કરવા દક્ષિણ આફ્રિકા ગયા હતા તે યુદ્ધ દરમ્યાન, 1915માં પાછા આવ્યા. એ વખતે કદાચ એમને ખબર નહોતી કે તેઓ ભારતવાસીઓના મહાન

નેતા બની જશે અને ત્રીસ વર્ષ સુધી એમનું નેતૃત્વ કરશે. તેઓ આઝાદી માટે લડવાનો એવો ઉપાય શીખવવાના હતા જે આજ સુધી દુનિયામાં લડાયેલી બધી લડાઈઓથી જુદો જ હતો. આ નેતા હતા મોહનદાસ કરમચંદ ગાંધી.

ગાંધીજી બહુ પ્રેમાળ વ્યકિત હતા. એમના હૃદયમાં સૌને માટે પ્રેમ હતો. જે એમને ગાળ આપતું અથવા એમની ટીકા કરતું તેમને પણ તેઓ પ્રેમ કરતા. તેઓ મહાન હતા, અત્યંત બુદ્ધિશાળી હતા. સૌથી મોટી વાત એ હતી કે તેઓ અત્યંત ભલા હતા. તેઓ લોકોને કહેતા કે કંઈ પણ કરતાં પહેલાં ફરી ફરીને વિચારો કે તમે આમ શા માટે કરી રહ્યા છો. એ વિશે જો તમારા વિચાર સ્પષ્ટ નહીં હોય તો બધાં કામ ખોટાં થશે. જે ખરાબી તમે દૂર કરવા ઈચ્છો છો એ એમની એમ જ રહેશે. ભારતવાસીઓ કહેતા હતા કે એમના રાષ્ટ્રમાં એકતા છે અને પરદેશીઓને એમના પર રાજ્ય કરવાનો બિલકુલ અધિકાર નથી.

ગાંધીજીએ પૂછ્યું, જો એમ જ હોય તો હિંદુઓ અને મુસલમાનો આટલા ઝઘડે છે શા માટે? ઉચ્ચ જાતિના હિંદુઓ પોતાના કરોડો ભાઈઓને, હરિજનોને, અસ્પૃશ્ય શા માટે માને છે? ગાંધીજીએ એમનું આખું જીવન હિંદુઓ અને મુસલમાનોની એકતા માટે તથા હરિજનોની હાલત સુધારવા માટે ખર્ચ્યું હતું. ગળીની ખેતી કરતા અંગ્રેજો 'નીલે સાહબ' (ગળીસાહેબ) કહેવાતા હતા. એ લોકો ખેડૂતોને પજવતા અને મિલમાલકો મજૂરોને. 1917માં ગાંધીજી ચંપારણ ગયા હતા અને ખેડૂતો પ્રત્યે ન્યાયભર્યું વર્તન થાય તે માટે તેઓ બહુ લડયા હતા. 1918 માં તેમણે અમદાવાદના મિલમજૂરો પાસે હડતાળ પડાવી અને એમને વધારે મજૂરી અપાવવા માટે જાતે ઉપવાસ શરૂ કરી દીધા. મિલમાલિકો જ્યારે વધુ મજૂરી આપવા કબૂલ થયા ત્યારે જ તેમણે ઉપવાસ છોડયા.

અંગ્રજોને કયારેક તો જવું જ પડશે, પરંતુ ભારતીય જમીનદારો અને મિલમાલિકો તો રહેશે જ. ગાંધીજીને ચિંતા થવા લાગી કે એ લોકો પણ એટલા જ કઠોર તો નથી ને? એટલે જ આઝાદી મેળવવાનું જેટલું જરૂરી છે એટલું જ જરૂરી વિચારોને બદલવાનું છે. એ નહીં બદલાય તો પરદેશીઓની સતામણી નહીં હોય તોયે ભારતવાસીઓ પોતે પોતાના ભાઈઓને પજવશે. એટલે જ એમણે ધનવાનોને કહ્યું કે એમનો પૈસો આખા રાષ્ટ્રની મૂડી છે અને એનો ઉપયોગ રાષ્ટ્રના હિત માટે થવો જોઈએ.

પણ પહેલાં તો પરદેશી શાસનનો અંત આણવો જોઈએ. શરૂઆતમાં લોકોને ગાંધીજીના ઉપદેશોનો અમલ કરવાનું અઘરું લાગતું હતું. એમણે કહ્યું કે હિંસા દ્વારા એકે પ્રશ્ન ઉકેલી શકાતો નથી. હંમેશાં દમનનો વિરોધ કરવો જોઈએ. પરંતુ જો દમન



કરનારને એ જેને પજવતો હોય તેના તરફથી ઘૃણા મળે, હિંસાભર્યું વર્તન મળે તો એ હંમેશાં એમ જ વિચારે કે લોકો એની સાથે બહુ ખરાબ રીતે વર્ત્યાં. એના હૃદયને પસ્તાવાનો સમય જ ન મળે. અને એ હિંસાનો જવાબ હિંસાથી આપ્યા કરે. આ ઉપરાંત ગાંધીજી વિશ્વાસપૂર્વક માનતા હતા કે કોઈ માણસ એટલો તો ખરાબ હોય જ નહીં કે એને બદલી ન શકાય. એમણે આપણામાં બીજી પણ એક વાત જોઈ. આપણે અંગ્રેજોના અન્યાય પ્રત્યે ખૂબ કડવાશ બતાવતા, પણ આપણે પોતે એકબીજા પ્રત્યે અન્યાયભર્યું વર્તન કરતા.

આઝાદી માટે લડવાનો જે માર્ગ ગાંધીજીએ બતાવ્યો એનાથી ઘણા લોકો આકર્ષાયા. તેઓ એમના અનુયાયી બની ગયા. પછી એ બધા પણ નેતા બની ગયા. ગાંધીજી પ્રત્યે સૌથી પહેલા જે આકર્ષાયા તેમાંના એક રાજેન્દ્ર પ્રસાદ હતા. તેઓ પટણાના એક યુવાન વકીલ હતા. એમને વકીલાતમાં સફળતા મળેલી. જ્યારે ગાંધીજી ખેડૂતો તરફથી ગળીસાહેબોની સામે લડવા ચંપારણ ગયેલા ત્યારે તેમને મદદ કરવા રાજેન્દ્રબાબુ પણ ગયેલા.

પછી તો મૌલાના અબુલ કલામ આઝાદ, વલ્લભભાઈ પટેલ, મોતીલાલ નેહરુ અને એમના પુત્ર જવાહરલાલ પણ ગાંધીજીના સાથી બની ગયા.

હિંસા દ્વારા જ આઝાદી મળી શકે, એ વાતનો ગાંધીજીએ સખત વિરોધ કર્યો. જનતાને વધુ અધિકાર આપવા માટે બ્રિટિશ સરકારને ભલામણ કરવા પણ તેઓ તૈયાર ન હતા. એમણે તો એમની સાથે લડવાનો નિર્ણય કરી લીધો. પણ એમની લડાઈ જુદી જાતની હતી અને આઝાદી માટે ક્રાંતિકારીઓએ જેટલી હિંમત બતાવેલી એથી પણ વધુ હિંમતની આ લડાઈમાં જરૂર હતી. ગાંધીજી અન્યાયભર્યા કાયદાનો ભંગ કરતા હતા, પણ એની સજાથી બચવાનો પ્રયત્ન નહોતા કરતા. જો અંગ્રેજો એમને મારતા કે જેલમાં મોકલતા તો તેઓ હસતે મોઢે બધું સહન કરી લેતા. સૌથી મોટી વાત તો એ હતી કે એમના પ્રત્યે તેઓ ઘૃણા પણ કરતા નહીં. ગાંધીજીનો આ માર્ગ હતો સત્યાગ્રહનો. એમણે દક્ષિણ આફ્રિકામાં પણ આ માર્ગ અપનાવ્યો

હતો. ત્યાંના ગોરા શાસકો આફ્રિકાવાસીઓ તથા ત્યાંના ભારતીયો પ્રત્યે બહુ કઠોર વર્તન કરતા હતા.

ભારત આવ્યા પછી ગાંધીજીએ આપણને ખૂબ જ ધીરજથી તથા તિરસ્કાર કર્યા વિના અને બીજાને દુઃખ આપ્યા વિના જીતવાનો આ રસ્તો બતાવ્યો. ત્રીસ વર્ષ સુધી આ અજબની લડાઈ ચાલ્યા કરી, અને એમના નવા અનુયાયીઓની સંખ્યા વધતી ગઈ.

એકદમ શરૂઆતની એક લડાઈથી જ ખબર પડી ગઈ કે હિંસાથી દૂર રહેવાનો ગાંધીજીનો દૃઢ સંકલ્પ છે. લોકો પાસે જે થોડીઘણી આઝાદી હતી તે પણ પહેલા વિશ્વયુદ્ધમાં અંગ્રેજોએ ખૂંચવી લીધી.

જરા સરખો શક પડતાં જ લોકોની ધરપકડ કરવામાં આવતી અને સજા થતી. લખવાની કે બોલવાની આઝાદી નહોતી. 1917માં અંગ્રેજોએ કેટલાક સુધારાની જાહેરાત કરી. આ મોંટેગ્યુ-ચેમ્સફર્ડ રીફોર્મ્સ કહેવાયા. ભારતીયો જયારે અધિકારને યોગ્ય જણાશે ત્યારે તેમને થોડા અધિકારો આપવામાં આવશે, એવા ઉપરછલ્લા વાયદા કર્યા. પણ યુદ્ધ પૂરું થયું ત્યારે યુદ્ધ વખતના નિયમો રદ કરવાને બદલે એ નિયમો ચાલુ રાખવા અંગ્રેજોએ રોલેટ-એક્ટ પસાર કર્યો. આખા ભારતમાં આની સામે વિરોધ-સભાઓ થઈ. 1919ના એપ્રિલની 13મી તારીખે લગભગ વીસ હજાર સ્ત્રી-પુરુષો, વૃદ્ધો-બાળકો અમૃતસરના જલિયાંવાલા બાગમાં ભેગાં થયાં. એમના નેતાઓને આ દમનભર્યા વર્તનની સામે શું કહેવું છે તે સાંભળવા તેઓ એકઠાં થયેલાં. જનરલ ડાયર નામનો એક અંગ્રેજ અધિકારી ભારતીયોને ‘પાઠ ભણાવવા’ માગતો હતો. એ પોતાના સિપાઈઓ સાથે ત્યાં પહોંચી ગયો અને લોકોને કોઈ જાતની ચેતવણી આપ્યા વિના તેમના પર ગોળીબાર કર્યો. એક હજારથીયે વધુ લોકો મરી ગયા, ઘણા લોકો ઘાયલ થયા. આ હત્યાકાંડે આખા દેશને સ્તબ્ધ કરી દીધો, પરંતુ ગાંધીજી તો હિંસાનો સામનો અહિંસાથી કરવાની પોતાની માન્યતામાંથી ડગ્યા નહીં. પછી 1922માં ગાંધીજીએ ગુજરાતના બારડોલી તાલુકામાં સત્યાગ્રહ શરૂ કર્યો. આખી જનતા તેમની સાથે હતી. બધી વ્યવસ્થા થઈ ગયેલી. બારડોલીમાં સત્યાગ્રહ શરૂ થાય તે પહેલાં ઉત્તર પ્રદેશના ચૌરીચૌરા નામની જગ્યાએ થોડાક લોકોએ કંઈક મારામારી કરી અને પોલીસે ગોળી ચલાવી. આંદોલન કરનારાઓએ પોલીસચોકી સળગાવી દીધી. કેટલાક પોલીસો મરી ગયા. ગાંધીજીએ તરત જ બારડોલીનો સત્યાગ્રહ અટકાવી દીધો. એમના કેટલાક વિશ્વાસુ અનુયાયીઓને પણ આથી ખરાબ લાગ્યું, પણ થોડા વખત પછી તેઓ સમજી ગયા કે ગાંધીજીના સિદ્ધાંતો કેટલા અડગ અને કેટલા મહાન છે.

છ વર્ષ પછી બારડોલીમાં સત્યાગ્રહ થયો. ભારતની આઝાદીની લડતનો આ પ્રસિદ્ધ પ્રસંગ છે. 1928માં અંગ્રેજોએ બારડોલીમાં જમીનવેરો વધારી દીધો. વલ્લભભાઈ પટેલ જાણીતા વકીલ હતા. એમને એમની વકીલાતમાં બહુ સફળતા મળતી હતી અને એ ખૂબ પૈસા કમાતા હતા. પણ જ્યારે ગાંધીજીએ વકીલોને અંગ્રેજ અદાલતોને બહિષ્કાર કરવાની અપીલ કરી ત્યારે વલ્લભભાઈ પટેલે વકીલાત છોડી દીધી અને રાષ્ટ્રીય આંદોલનમાં દાખલ થઈ ગયા. 1928માં વલ્લભભાઈ પટેલે બારડોલીમાં વેરાનો વિરોધ કરવા આંદોલન શરૂ કર્યું. મુંબઈના ગવર્નરે એવી જાહેરાત કરી કે આંદોલન દબાવી દેવા માટે આખા બ્રિટિશ સામ્રાજ્યની શકિત વાપરવામાં આવશે અને ખેડૂતોએ વેરો આપવો જ પડશે. પોતાના સરદાર પાસેથી ઉત્સાહ ને હિંમત મેળવીને હજારો ખેડૂતોએ બહાદુરીથી દમનનો સામનો કર્યો અને બ્રિટિશ સરકારને હાર માનવી પડી. એ પછી જ વલ્લભભાઈ પટેલ સરદાર પટેલને નામે ઓળખાવા લાગ્યા. ભારતના સ્વતંત્રતા-આંદોલનમાં બારડોલી એક કીર્તિસ્તંભ બની ગયું.

ભારતીયો પ્રત્યે ન્યાય કરવાનો અંગ્રેજોને એક વધુ મોકો મળ્યો. ચિત્તરંજન દાસ અને મોતીલાલ નહેરુની સરદારી હેઠળ સ્વરાજ્ય પાર્ટીએ ચૂંટણીમાં ભાગ લઈને, પ્રાંતોની કાઉન્સિલો અને કેન્દ્રીય એસેમ્બ્લી સભ્ય બનીને સરકારની સાથે સહયોગ કરવાનો પ્રસ્તાવ મૂકયો પરંતુ 1926માં સ્વરાજ માટે લડનારાઓએ એસેમ્બ્લીમાંથી નીકળી જવાનો નિશ્ચય કર્યો. મોતીલાલ નહેરુએ કહ્યું, આપણા પ્રસ્તાવને તિરસ્કારપૂર્વક લાત મારવામાં આવી છે. આપણો ઉદ્દેશ્ય પૂરો કરવા માટે બીજા ઉપાયો વિચારવાનો સમય હવે આવી ગયો છે.

આઝાદી માટેની આ લાંબી લડત દરમ્યાન કેટલીક નાની લડતો પણ લડાઈ હતી. ભારતવાસીઓએ કહી દીધું કે તેઓ હવે વધુ રાહ નહીં જોઈ શકે. એમણે કહ્યું કે તેઓ પોતાનું રાજ્ય પોતે ચલાવવા માગે છે. એ અધિકાર એમને મળવો જોઈએ. અંગ્રેજોએ કહ્યું કે તેઓ એક પંચ નીમશે અને ભારતીયો પોતાનું રાજ્ય ચલાવવાને યોગ્ય છે કે નહીં તેની તપાસ કરશે. આ જ હેતુથી 1928માં સાઈમન કમિશન ભારત આવ્યું હતું. આખા દેશે એનો વિરોધ કર્યો. વિરોધ માટે યોજાયેલી એક સભામાં લાલા લજપતરાય પોલીસના લાઠીમારથી ઘાયલ થઈ ગયેલા અને એમનું મૃત્યુ થયેલું. 1929માં લાહોરમાં કાંગ્રેસનું રાષ્ટ્રીય અધિવેશન ભરાયું. જવાહરલાલ નહેરુ એના અધ્યક્ષ ચૂંટાયા. આખો દેશ નેતાઓના નિર્ણયની રાહ જોતો હતો. આ ઐતિહાસિક અધિવેશનમાં જાહેરાત કરવામાં આવી કે સંપૂર્ણ સ્વરાજ્ય લઈને જ જંપવાનો જનતાએ દઢ સંકલ્પ કર્યો છે.

હવે સુધારાઓ નહીં સ્વીકારાય. ડગલે ને પગલે આઝાદી આપવાના વાયદા કરીને એમને ફોસલાવી નહીં શકાય. 1930ના જાન્યુઆરીની 26મીએ ભારતની જનતાએ પૂર્ણ સ્વરાજ્ય માટે લડવાના સંકલ્પની ઘોષણા કરી. લાહોર કોંગ્રેસે સત્યાગ્રહ આંદોલન ફરીથી શરૂ કરવાનો નિશ્ચય કર્યો. આ આંદોલન ખૂબ જ મોટું અને વ્યાપક હશે તથા ગાંધીજી તેના નેતા બનશે એમ નક્કી કરવામાં આવ્યું.

ગાંધીજીએ લાંબા ચિંતન-મનન પછી કાયદાનો ભંગ કરવાનો તથા સત્યાગ્રહ કરવાનો નવો રસ્તો શોધ્યો.

બ્રિટિશ વહાણો સસ્તે ભાવે ખરીદેલા ભારતના કાચા માલથી લદાઈને ઇંગ્લંડ જતાં હતાં અને એ પાછાં આવતાં ત્યારે તેમાં મશીનથી તૈયાર કરેલો માલ તેમ જ ભારતમાં બ્રિટિશ કારખાનાંઓને માટેનાં મશીનો આવતાં. પણ આ માલનું બહુ વજન નહોતું. વહાણ સરખી રીતે ચાલી શકે તે માટે તેના નીચેના ભાગમાં ભારે સામાન મૂકવો જોઈએ. અંગ્રેજ વહાણો નીચેના ભાગમાં મીઠું ભરી દેતાં અને ભારતીયોને આ મીઠું મોંઘા ભાવે ખરીદવું પડતું. એ લોકો આ મીઠું ખરીદવા લાચાર બની જાય તે માટે તેઓ બીજે ક્યાંયથી મીઠું મેળવી ન શકે તેની તજવીજ કરવામાં આવી. અંગ્રેજ સરકારે હુકમ કર્યો કે ભારતવાસીઓએ [illegible] ભારતના સમુદ્ર કિનારે સમુદ્રના પાણીથી કોઈપણ મીઠું બનાવી શ[illegible]. આ મીઠાનો ભાવ અંગ્રેજોના મીઠાના ભાવના વીસમા ભાગનો હતો. ગાં[illegible] સાફ અને સરળ શબ્દોમાં સમજાવી શકતા હતા

1930માં તેમણે આ કાયદો તોડવા માટે આખા દેશમાં સત્યાગ્રહનું આંદોલન ચલાવ્યું. કાયદાને પડકારવા ગાંધીજી પોતે ગુજરાતના સમુદ્ર કિનારે આવેલા દાંડીમાં મીઠું બનાવવા ગયા. એમની ધરપકડ થઈ, પરંતુ સત્યાગ્રહના આંદોલને આખા દેશમાં જોર પકડયું હતું. હજારો-લાખો સ્ત્રીપુરુષો ખૂબ જ શાંતિથી મીઠાના કાયદાનો ભંગ કરતાં હતાં. અંગ્રેજ સરકાર કેટલી અન્યાયી છે તે એમણે બતાવી આપ્યું.

બ્રિટન જયારે પોતાનો મશીનથી બનેલો સસ્તો માલ ભારત લાવીને વેચવા લાગ્યું ત્યારે ભારતીય નેતાઓ સમજી ગયા કે આનાથી દેશને ઘણું જ નુકસાન થશે. આપણા ગૃહ ઉદ્યોગો પડી ભાંગશે. આપણે મશીનથી ચાલતા નવા ઉદ્યોગો શરૂ નહીં કરી શકીએ. ભારતને ગેરલાભ થશે ને દેશ ગરીબ બની જશે. એટલે નેતાઓએ કહ્યું કે લોકોએ પરદેશી માલ ખરીદવાની ના પાડી દેવી જોઈએ, એનો બહિષ્કાર કરવો જોઈએ. જે લોકોને પરદેશી માલના બહિષ્કાર અને સ્વદેશી વસ્તુઓના પ્રચારની જરૂર સૌથી પહેલાં જણાઈ તેઓ હતા ભોલાનાથ ચંદ્ર, ગોપાળરાવ દેશમુખ, મહાદેવ ગોવિંદ રાનડે, રાજ નારાયણ બોઝ તથા ટિળક. બંગભંગ વખતે પરદેશી માલનો બહિષ્કાર અને સ્વદેશી આંદોલનનો ખૂબ પ્રચાર થયેલો. એમાં હજારો લોકોએ ભાગ લીધેલો. ગાંધીજીએ આનો



લાભ લીધો અને ઘણી સફળતાથી એનો ઉપયોગ કર્યો. ગાંધીજીએ લોકોને કહ્યું કે પરદેશી વસ્તુઓ, ખાસ કરીને કાપડ ન ખરીદો. એમણે કહ્યું કે કાંતવા માટે ચરખો વાપરો અને એને હાથસાળ પર વણીને ખાદી બનાવીને પહેરો. માત્ર પોતાના દેશમાં બનેલી વસ્તુઓ જ વાપરો.

સ્વદેશી આંદોલન ઘણું સફળ થયું. કંદોઈઓએ પરદેશી ખાંડ વાપરવાની ના પાડી દીધી, ધોબીઓએ કહ્યું કે અમે પરદેશી કપડાં નહીં ધોઈએ, સ્ત્રીઓએ પરદેશી કાચની બંગડીઓ અને કાચનાં વાસણો છોડી દીધાં, વિદ્યાર્થીઓએ પણ પરદેશી કાગળ પર લખવાની ના પાડી દીધી. ભારતવાસીઓ પોતાને જે ચીજોની જરૂર હોય તે જાતે બનાવવા લાગ્યા. દીવાસળી, સાબુ, કાગળ, માટીનાં વાસણ અને ચામડાની વસ્તુઓ બનાવવા માટે ગૃહ ઉદ્યોગો શરૂ થઈ ગયા. પછી તો કાપડ, પોલાદ અને જરૂરિયાતની લગભગ બધી જ વસ્તુઓ બનાવવા માટે મોટા ઉદ્યોગોનો વિકાસ થયો.

1935માં અંગ્રેજોએ થોડાક વધુ સુધારાઓનો પ્રસ્તાવ મૂક્યો. એમાં કહ્યું કે હવેથી ચૂંટણી થશે અને એમાં વધુ લોકોને મત આપવાનો અધિકાર મળશે. ચૂંટાયેલા લોકો પ્રાંતોમાં સરકાર બનાવશે. પરંતુ ગવર્નરોને ઘણા વધુ અધિકારો આપવામાં આવ્યા. ચૂંટાયેલા નેતાઓ જે નિયમો કે કાયદાઓ ઘડે તે જો ગવર્નરને પસંદ ન પડે તો તેને રદ કરી શકે. એ પોતે પણ કાયદા ઘડી શકે. કોંગ્રેસને આ ભલામણ પસંદ ન પડી, પણ એમને થયું કે એક વાર અજમાવી જોઈએ. તેઓ ચૂંટણી જીતી ગયા અને 1937માં કોંગ્રેસે કેટલાક પ્રાંતોમાં પ્રધાનમંડળની રચના કરી. પણ 1939માં જ્યારે બીજું વિશ્વયુદ્ધ ફાટી નીકળ્યું ત્યારે કોંગ્રેસનાં પ્રધાનમંડળોએ રાજીનામું આપી દીધું. આનાં બે કારણ હતાં : પહેલું તો એ કે ભારતના નેતાઓને પૂછ્યા વિના જ અંગ્રેજોએ જાહેર કરી દીધું કે ભારતની જનતા તેમની સાથે જર્મનીની સામે લડશે. અને બીજું એ કે અંગ્રેજોએ કહ્યું કે જર્મનીએ યુરોપના જે દેશોને ગુલામ બનાવ્યા છે તેમને આઝાદી આપવા બ્રિટન જર્મની સાથે લડી રહ્યું છે. આ સાંભળીને આપણા નેતાઓએ પૂછ્યું કે જો એમ જ હોય તો બ્રિટન સૌથી પહેલાં ભારતને શા માટે આઝાદ નથી કરતું?

1942માં ભારત માટે યુદ્ધ જોખમકારક બની ગયું. ત્યાં સુધીમાં જાપાન પણ બ્રિટન અને તેના મિત્રરાષ્ટ્રોની વિરુદ્ધ થઈ ગયું હતું. જાપાને ભારત પર હુમલો કરવાની ધમકી આપી, એટલે કોંગ્રેસે 'હિંદ છોડો' આંદોલન શરૂ કર્યું. એમણે અંગ્રેજોને કહ્યું કે ભારતમાંથી તરત જ ચાલ્યા જાઓ. અંગ્રેજો ગયા તો નહીં, પણ તેઓ ભારતના નેતાઓની ધરપકડ કરી તેમને જેલમાં પૂરવા લાગ્યા. આ આંદોલન 1857ના બળવાની

જેમ પ્રખ્યાત થઈ ગયું. પરંતુ અંગ્રેજ શાસકો હાર માનવા તૈયાર નહોતા. એ લોકો નિર્દયતાથી આંદોલનને દબાવવાના પ્રયત્નો કરવા લાગ્યા. હજારો લોકોને માર માર્યો, એમના પર ગોળીઓ ચલાવી અને એમને જેલમાં ધકેલી દીધા.

યુદ્ધ પૂરું થયું ત્યારે બ્રિટનમાં લેબર પાર્ટી સત્તા પર આવી. તેઓ સમજી ગયા કે ભારત પર બળજબરીથી શાસન નહીં કરી શકાય. એમાંના ઘણા લોકો એમ પણ માનતા કે એવું કરવું પણ ન જોઈએ. અંગ્રેજોએ ભારતવાસીઓને કેટલો અન્યાય કર્યો હતો તે તો ગાંધીજીએ એમને બતાવી આપ્યું હતું. બ્રિટિશ પ્રધાનમંડળે ભવિષ્યની વાતચીત કરવા કેટલાક લોકોને મોકલ્યા.

ગાંધીજીના અનુયાયીઓમાં હજારો મુસલમાનો પણ હતા. એમાં મૌલાના અબુલ કલામ આઝાદ, ખાન અબ્દુલ ગફ્ફાર ખાન, હકીમ અજમલખાન અને ડૉ. ઝાકીરહુસેન જેવા નેતાઓ હતા. ડૉ. ઝાકીરહુસેન તો પછી રાષ્ટ્રપતિ પણ બન્યા હતા. શરૂઆતમાં અંગ્રેજોએ હિંદુઓ અને મુસલમાનો વચ્ચે ભંગાણ પાડી તેમને જુદા કરવાના પ્રયત્નો કર્યા હતા. પશ્ચિમ બંગાળમાં હિંદુઓની સંખ્યા વધુ હતી અને પૂર્વમાં મુસલમાનોની. 1905માં વાઈસરૉય લોર્ડ કર્ઝને બંગાળના બે ભાગ કરી હિંદુઓ અને મુસલમાનોને જુદા કરવાનો પ્રયત્ન કર્યો હતો. પણ બંગાળમાં જ્યારે ભાગલાની જાહેરાત થઈ ત્યારે હિંદુ અને મુસલમાન બંને એક થઈ ગયા અને તેમણે ભાગલાનો એટલો મોટો વિરોધ કર્યો કે 1911માં બ્રિટિશ શાસને એને રદ કરવા પડયા. મૌલાના આઝાદ સાચા મુસલમાન હતા. એમણે કુરાન પર લખેલા મહાન લેખો કદાચ તમે પણ એક દિવસ વાંચશો. તેઓ દૃઢતાપૂર્વક માનતા હતા કે સાચો ધર્મ તો એ છે જે લોકોની એકતા વધારે અને તેમાં ભંગાણ ન પાડે. 1940માં કોંગ્રેસના રામગઢના અધિવેશનમાં તેમણે કહ્યું હતું, “આપણી ભાષાઓ, આપણી કવિતા, આપણું સાહિત્ય, આપણી સંસ્કૃતિ, આપણી કળા, આપણા પોશાકો, આપણા રીતરિવાજો, આ બધા પર આપણા સંયુક્ત પ્રયાસોની છાપ છે. હજારો વર્ષોથી એક સાથે રહીને આપણે એક રાષ્ટ્ર બની ગયા છીએ.” પરંતુ મહમ્મદઅલી ઝીણાની સરદારી હેઠળના મુસ્લિમ લીગનો દાવો હતો કે હિંદુ અને મુસલમાન બંનેનાં રાષ્ટ્ર જ જુદાં છે. દરેકને પોતાનો દેશ હોવો જોઈએ. એમની ઇચ્છા એવી હતી કે ભારતના બે ટુકડા કરીને બે દેશ બનાવવા. આપણા નેતાઓને આ વાતથી દુઃખ થતું હતું, પણ મુસ્લિમ લીગનો હિંસાભર્યો માર્ગ જોઈ તેઓ સંમત થઈ ગયા. પાકિસ્તાન ભારતથી જુદું થઈ ગયું.

1929ના ડિસેમ્બરમાં જ્યારે જવાહરલાલ નહેરુ કોંગ્રેસના લાહોર અધિવેશનમાં અધ્યક્ષ હતા ત્યારે તેમણે એક ઠરાવ મૂકેલો કે સંપૂર્ણ સ્વરાજ્ય જ ભારતનું ધ્યેય હોવું

ઘટે. નહેરુના મતથી માત્ર પરદેશી શાસનથી મુક્તિ મેળવવી એટલે આઝાદી નહોતી. તમે પણ આ વાતને બરાબર સમજી લો જેથી તેઓ હંમેશાં જેવું સ્વપ્ન જોતા હતા તે નવા ભારતના નિર્માણમાં તમે તમારાથી બનતું કરી શકો. આઝાદીનો અર્થ છે પોતાની આંખોથી જોવું, બીજાની આંખોથી નહીં. જેમ કે પહેલાં યુરોપના લોકોએ ઇતિહાસનાં જે પુસ્તકો લખેલાં તે જ એશિયાના લોકો વાંચતા હતા. એમને મન વિશ્વનો ઇતિહાસ એટલે યુરોપનો ઇતિહાસ. જાણે યુરોપ સિવાય આખી દુનિયામાં મનુષ્યજાતિ માટે બીજા કોઈ મહત્ત્વના બનાવો બન્યા જ નથી ! જવાહરલાલ નહેરુના વિશ્વ ઇતિહાસના પુસ્તક પર એક ઊડતી નજર નાખીએ તો ખબર પડી જાય કે એ લોકોની વાત કેટલી ખોટી હતી. એમણે પોતાની પુત્રી માટે એક પુસ્તક લખ્યું હતું, એ વડા પ્રધાન બન્યાં. પણ આ પુસ્તક બધાં બાળકો માટે છે. એમાંથી તમને ચીની, જાપાની, ઈસ્લામી અને ભારતીય સંસ્કૃતિઓની મહાન સિદ્ધિઓ વિશે જાણવા મળશે. જવાહરલાલના મતથી આઝાદી એટલે લોકો આપણને એમને વિશે વાત વધારીને-સજાવીને જે કહે તે આપણે આંખ મીંચીને સાંભળી ન લેવું અને પોતાને માટેની પણ જે પ્રશંસા સાચી ન હોય તે ન માનવી. એમણે વારંવાર કહ્યું હતું કે આપણા પ્રાચીન ભારતમાં ખરેખર ખૂબ મહાન કાર્યો થયેલાં, પણ ભારતવાસીઓનું આજે ઘણી રીતે પતન થયું છે, તેઓ બહુ અંધવિશ્વાસુ બની ગયા છે અને એમનામાં મહેનત કરવાની ટેવ રહી નથી.

તેઓ કહેતા કે લોકોએ વિજ્ઞાન તરફ વળવું જોઈએ, વૈજ્ઞાનિક શોધોથી લોકોનું જીવન વધુ સગવડવાળું બને છે એટલા માટે નહીં, પણ વિજ્ઞાન જાણવાથી લોકોના અંધવિશ્વાસો દૂર થઈ જાય છે. તેઓ કહેતા કે ભારતવાસીઓએ દુનિયાના બધા ગુલામ દેશો માટે લડવું જોઈએ. ગરીબી પણ એક રીતે ગુલામી જ છે, એટલે આપણે ગરીબોને આઝાદી અપાવવી જોઈએ.

1947ના ઑગસ્ટની 15મીની અડધી રાતે સંવિધાન સભાની એક બેઠકમાં જવાહરલાલ નહેરુએ અને આપણા બીજા નેતાઓએ સંકલ્પ કર્યો કે સ્વતંત્ર ભારતનાં આ સ્વપ્નોને સાચાં પાડવા માટે તેઓ પોતાનું જીવન અર્પણ કરી દેશે. એમના એક યાદગાર ભાષણમાં નહેરુએ કહેલું કે, “એક ક્ષણ આવે છે, જ્યારે આપણે જૂનામાંથી નવામાં પ્રવેશ કરીએ છીએ, જયારે એક યુગનો અંત આવે છે અને એક રાષ્ટ્રના વર્ષોથી કચડાતા આત્માને વાણી મળે છે. એ ક્ષણ ઇતિહાસમાં ખૂબ જૂજ હોય છે. એટલે આ મહત્ત્વની ક્ષણે આપણે ભારતની સેવામાં અને એથીય મોટી માનવતાની સેવામાં પોતાની જાતને સમર્પણ કરવાના સોગંદ લઈએ, એ યોગ્ય જ છે.”

અનેક જાતિઓ, અનેક પરંપરાઓ અને અનેક આસ્થાઓથી ભરેલા આપણા આ દેશ માટે એક સંવિધાન પણ બનાવવાનું હતું. સંવિધાનસભાએ ઘણી મહેનત કરી. સંવિધાનસભાના અધ્યક્ષ હતા રાજેન્દ્ર પ્રસાદ. તેઓ પછી ભારતના રાષ્ટ્રપતિ બન્યા હતા. તેઓ ગાંધીજીની સાથે ખેડૂતો માટે ચંપારણમાં લડયા હતા. 1934ના ભયંકર ધરતીકંપ પછી બિહારમાં ધરતીકંપનો ભોગ બનેલાઓને મદદ કરવા તેમણે કામ કર્યું હતું અને ઘણાં વર્ષો સુધી તેઓ હિંદુ-મુસલમાનોની મૈત્રી માટે કામ કરતા રહ્યા હતા. સંવિધાનસભામાં અધ્યક્ષ તરીકે કરેલા ભાષણમાં તેમણે કહ્યું કે, "વિશાળ દેશના બધા વર્ગોના, બધા ધર્મોના અને સંપ્રદાયના લોકોને સંતોષી શકે તથા દરેક વ્યક્તિને કામ કરવાની, વિચારવાની, માન્યતા ધરાવવાની અને પૂજા કરવાની સ્વતંત્રતાની ખાતરી આપે, દરેકને દરેક પ્રકારની સ્વતંત્રતાની ગૅરંટી આપે એવા સ્વતંત્ર ભારતના સંવિધાનને બનાવવાનું મહત્ત્વનું કાર્ય એમની સામે છે."

કૉંગ્રેસના 1929ના લાહોર અધિવેશન પછી લોકોએ 1930ના જાન્યુઆરીની 26મીએ દેશમાં સ્વતંત્રતા-દિન ઊજવ્યો અને પૂર્ણ સ્વરાજ્યના સોગંદ લીધા. એના વીસ વર્ષ પછી, 1950ના જાન્યુઆરી 26મીએ ભારત લોકશાહી શાસનતંત્ર ધરાવતું પ્રજાસત્તાક રાજ્ય બની ગયું.

